પ્રભુ જરા અમો બાળકો ઉપર દયા કરો.

જરા વાંચો તો ખરા !

તમારાં હૃદય ધ્રૂજી ઉઠશે.

# હિંદનો હાલ

યાને

# સત્યની સોટી.

કીમતમાં તો કંઇ નથી, છે અણમૂલ્યો બાળ,
ખરીદો જુકને હોંસથી, હોય હીંદના બાળ;
વાંચે જે કોઇ વીરલો કરશે અશ્રુપાત;
દેવીનું દુ:ખ જોઇને, તજો હું પદ સો ભાત.
સ્વાધીન જે જે છે લખ્યું, પરઆધીન આ પ્રાણ.
ભાઇલાલ કહે છે ભાવથી, ભજો ત્રીભોવનનાથ.

આવૃત્તિ ૧ પ્રત ૨૦૦૦

સને ૧૯૨૦. સંવત ૧૯૭૬

કીંમત બે આના.



સુરત ખપાટિઆ ચકલા પર આવેલા ખુ. અ.ના જૈન
એનજીન પ્રી. પ્રેસમાં પ્રભુશંકર નરભેરામ વ્યાસે છાપ્યું.

રચી છપાવી પ્રસીદ્ધ કરનાર:—

**ભાઈલાલ દેશાઈભાઈ પટેલ.**

નીવાસી કરમસદ.

હાલ મુકામ ગોપીપરા લીમડીકુઈ સુરત



# મેસ મેરીજમ યાને ચમત્કારી તેલ.



આ તેલ લઇ બાર વરસની અંદરના કોઇબી છોકરા અથવા છોકરીના હાથના નખ ઉપર ચોપડી મસકવાળા જલદી આવ એમ છોકરા પાસે કહેવડાવવું જેથી છોકરો તેના નખની અંદર ફોટા રૂપી એક માણસ જોશે બાદમાં પુછનારનો કોઇપણ માણસ બોલાવવો હોય તો તેનું નામ છોકરાને જણાવી છોકરો તેના નખમાં ધ્યાન આપી અંદર જોએલા માણસને કહી પોતાના કરેલા સવાલવાળા માણસને બોલાવ એટલે બીજો માણસ છોકરાના જોવામાં આવશે હવે બીજો આવેલો માણસ શું કરે છે વીગેરે જે જે પુછવું હોય તે તે પુછવું અને કહેવું કે લખીને બતાવ. આથી તમારા કોઇ પણ માણસને જોવા યાને કોઇ બાબત પુછવી હોય તો પુછશે, ગુમાએલી વસ્તુ કોણે લીધી છે તેનું પુછવાથી તે માણસ જોવામાં આવશે છોકરો ભણેલો હશે તો તમોને બતાવી આપશે શિશીની કી. ૦-૪-૦ અડધા ડજનથી ઓછી મોકલવામાં આવશે નહિ.

વાંચો. વાંચો. વાંચો.

## દંતમંજન યાને ટુથ પાવડર.

હિંદુસ્તાનના ઘણા ભાગમાં અમારૂં મંજન પ્રખ્યાતી પામેલું હોવાથી આપ સાહેબ એક વખત મંગાવવા મહેરબાની કરસો. આ મંજન દાંત હાલતા હોય દુખતા હોય યાને કળતા હોય મોઢામાંથી દાંતમાંથી દાઢમાંથી યાને જીભમાંથી લોહી નીકળતું હોય દાંત પર છારી વળી ગઇ હોય યાને મોઢામાંથી ખરાબ વાસ નિકળતી હોય વીગેરે મોઢાના તમામ દરદને મટાડે છે દાંતને મજબુત કરે છે. કીંમત ૦-૪-૦ ડબીની

## વીર્યરાજ ગુટિકા ધાતુપુષ્ટિ.

આ દવા ધાતુનો વધારો કરે છે હાથ પગમાં ખલી કળતર કમર ફાટતી હોય માણસ ના મરહો થઇ ગયો હોય મગજ ખાલી પડી ગયો હોય સ્વપ્નથી પેસાબથી ગરમીથી જતિ ધાતને અટકાવી શરીરને મજબુત અને સુસોભિત બનાવે છે ગોળી ૩૨ની ડબીની કીંમત ૧-૦-૦

## ગમે તેવો તાવ આવતો હોય તેની ગોળી.

ગમે તેવો તાવ ટાઢીઓ એકાંતરીઓ ચોથીઓ તાવ આવતો હોય તો એક એક ગોળી એક એક કલાકના અંતરેથી લેવાથી ચાર દિવસમાં જુના તાવને આરામ કરે છે ગોળી ૨૦ની ડબીની કીંમત ૦-૮-૦



## ગઝલ.

અરે ઓ પુત્રો હિંદના પ્યારા
તમે પકડયા રસ્તા ન્યારા ૧
કહે સેવક સર્વને પ્યારા જરા લાગશે તમને ખારા અરે
ગુળશ્રી ખીલેલી તે કરમાણી......હાય હવે શું થાશે ૨
દુઃખનાં વાદળ ઘેરાણાં માથે......ક્યારે દુર થાસે અરે
રખડાએલાં જે હિંદ માતા વિલાપ કરે છે અપાર ૩
અરે નીજ બંધુઓ પુત્રો તેના મદદ કરો આવાર અરે
ભૂમંડળમાં રહો સૌ ભાઇ કરો ના કુસંપ દુઃખદાઇ ૪
સત્ય સંપનો સ્થંભ બનાવી રહો સર્વ સુખદાઇ અરે
હતી લક્ષ્મી જે ભારતમાં કર્યાં સોદા પરદેશ ૫

ફેશન બાઇના ફંદે પડતાં મર્યા બન્ધુ અમ દેશ અરે
જુવાનીમાં દિવાના બનવા પછી પસ્તાઈ મરશો ૬

જીવ્યા જેટલું જાય વૃથા તો હાય ગુન્ત કરશો અરે
ભોળા પણ શું આમ બતાવો જુઓને સૌઓ ભાઇ ૭

હિંદ બન્ધુ સૌ ભુખે મરવાનો વરસ્યો જમાનો આંય અરે
અમન ચમનમાં શું રે પડ્યા છો ધ્યાન આપોને ભારી ૮

ભારત પુત્રોનું ભલું થાય એમ ભજો સુખે ત્રીપુરારી અરે
પ્રભુ રહી અમ પક્ષમાં પોતે મદદ કરજો જાણી ૯

પુત્રો પ્યારા દુઃખી હાલ મરે જમાનો જાણી અરે
કોણ માત કોણ તાત જમાના ખરે લડાવી માર્યા ૧૦

મિયાંની સાથે પ્યારમાં નાંખ્યાં આખરે ઉલ્લુ બનાવ્યા અરે
કરણી જોઇને લખ્યું ભારતની ક્યારે દશા સુધરશે ૧૧

અરે વિરલા ઉઠોને સાથમાં દહાડા ત્યારે કંઇ વળશે અરે
સુધર્યા એમ શું જાણો બંધુઓ અરે બગડવા આવ્યા ૧૨

માઝા મેહ વરસતા હિંદમાં ત્યાં દુકાળ પડવા લાગ્યા અરે
લખાણ વાંચી કહું બંધુઓ ક્રોધ કરશો ના કાંઇ ૧૩

નમી બાપલાલ આજ કહે છે હવે સુધારો ભાઇ અરે

લેખકઃ—બાપલાલ.



## ગઝલ

અરેરે હિંદના પુત્રો તમોને શી લગન લાગી ૧
બન્યા અક્કલ તણા ક્યારા છતાં બુદ્ધ ગઈ નાસી અ૦
થયા મસગુલ ચામાં રે લગાવી મુખમાં લાલી ૨
ધર્યુંના ધ્યાન પ્રભુનું તમારી આ દશા આવી અ૦
છતી આંખે બન્યા આંધા જરાતો ધ્યાન આપોને ૩
તમારી દેશ હાલત જોઇ તમો તેને વિચારોને અ૦
બુરી નીજ દેશ હાલત આ વધારામાં સુધારો જે ૪
કરો છો આમ શું જાણી સુધારામાં વધારીને અ૦
જુઓને શોખનાં છિદ્રો તમોને આજ બતલાવું ૫
કરે છે ઝેર જે ઘાણા હવે તેને હું દર્શાવું અ૦
ખરીદો વસ્ત્રો બહુ બારીક તમારા દીલ પસંદ આણી ૬
અંગોના દામ જરા ધારી ખરી હાલત તમે જાણી અ૦
વ .મેયાં તમારીને ચડવો દો બહુ બાળી ૭
રહો છો શેકમાં ધાણી કરો અહંકાર શું ભાઈ અ૦
લગાવો ધ્યાન નાટકમાં પ્રિયાને સાથમાં રાખી ૮
કરાવો ટીકીટો રીઝવડં તમારા દીલની ધારી અ૦

પડે જ્યાં ડ્રોપ તાળીના પ્રિયાની સાથમાં હસતાં ૯
ગમ્મતમાં ત્યાં ઘણા પડતા પછી પસ્તાઈને રડતા અ૦
કરો ઉજાગરા ભારી જરા પાછા નહિ પડતા ૧૦
અલાૅચો શોખ દુનીયામાં અરે શું રંગમાં મરતાં અ૦
ભગાડી મોહની જે છે અરે ઓ પ્યારા બંધુઓ ૧૧
હઠાવોને હવે તેને અરે ઓ દેશી બંધુઓ અ૦
કરો ઉડક્ષોભ આવું ના કહું પ્યારા હવે મારી ૧૨
સુણાવું વાત જે સારી આપો સૌ ધ્યાન ત્યાં ભારી અ૦
જોઈને સ્થિતી ભારતની તમો રંગો નવા રમતા ૧૩
હવે તેને સુધાને તમારા દેશમાં વસતાં અ૦
લખેલું માનજો પ્યારૂં તમારા દીલમાં ધારી ૧૪
કરો ના આમતો જાણી તમારા દેશને મારી અ૦
લખ્યું જે ભાંગ્યું તુટયું મેં તમો સુધારીને લેશો ૧૫
થૂનો જાણી સેવકનેતો કહું પ્યારા ક્ષમા કરશો. અ૦

લેખક—બાહદૂલાક.



## ગઝલ.

અરે આવ્યો હતો જ્યાંથી હવે હું ત્યાં જવાનો છું ૧
તજી આ દેહ પીંજરને નીરાકારી થવાનો છું
ઘણું તોફાન તો કરતો હતો હું બાળુડો જ્યારે ૨
જુવાનીમાં દીવાનો તો હવે શું કરવાનો છું
રહ્યો માયા મહી રાજી જીત્યો હું જુઠની બાજી ૩
જરા જગનાથ ના જાપ્યા હવે ત્યાં હારવાનો છું
લખી હિસાબ મેં રાખ્યો હશે જે ચોપડે એના ૪
લખેલું તે વંચાવવાનું જરૂર હું માગવાનો છું
કરી કાળાં અને ધોળાં ઉડાવી મોજ દુનિયામાં ૫
કર્યાં જે કર્મ તેનું હું કટુફળ ચાખવાનો છું
સગાના સ્નેહને તોડી પ્રિયાના પ્રેમને તોડી ૬
હવે કિરતારના દરબારમાં જરૂર હાજર થવાનો છું
પિતાથી વેર તો કીધું ભાઇને મુકયા વિસારી ૭
પ્રિયાથી પ્રેમ રાખ્યો તે હવે શું કરવાનો છું
જાઉ છું એકલો હું તો નહિ કો સાથમાં મારી ૮

પ્રભુની પાસમાં જઈને અરે શું બોલવાનો છું
ઘણી ખટપટ ચલાવીને ખજાનો જે કર્યો ભારી ૯
મુકી સઘળું કહું આહી ખરેખર ત્યાં જવાનો છું
પ્રભુને કોલ દીધો તોં કરીશ સતકર્મ સંસારે ૧૦
કહી દરબારમાં તેનો હિસાબજ આપવાનો છું
કમાયો ખુબ દોલતને વસાવ્યા મેલને માળા ૧૧
અરે હું એકલો સઘળું મૂકી અહીંથી જવાનો છું
કર્યું પરમાર્થ નાં કદીયે ભર્યાં નાભક્તિનાં બાથાં ૧૨
પ્રભૂની પાસમાં જઈને હવે શું માગવાનો છું
જગતમાં જન્મ લેતા હા હતી બાંધી મૂઠી મારી ૧૩
ઉઘાડી લઈને હાથે હવે હું તો જવાનો છું
કરો પરમાર્થ આ ભાઈ સાથે તે આવવાનું છે ૧૪
કરો શું આમ જાણીને જરૂર હું પુછવાનો છું
કહે બાઈલાલ સુણો બંધુ કરો સતકર્મ સંસારે ૧૫
પછીથી આહ શું કરશો જરૂર હુ લખવાનો છું

લેખક—બાઈલાલ





## રાગ ગઝલ.

કશું ના થઇ શકે તમથી તમારા દેશને માટે ૧
જરાતો લાજ રાખોને તમારા દેશને માટે
પડે છે દુઃખ માતાને થયા શું આમ તો એદી ૨
તમારી આંખ ખોલોને તમારા દેશને માટે
પડયા જે કારમા ઘાતે મુગે મોઢે સહન કરતા ૩
બહુ ઉંઘ્યા હવે જાગો તમારા દેશને માટે
ભલે હો પારસી હિંદુ અગર હોજો મુસલમાનો ૪
ધરો સમ ભાવનાં હૃદયે તમારા દેશને માટે
પડયા શું સુખમાં ભારી પડે છે દુઃખ માતાને ૫
થાઓ હુશિયાર તમો આજ તમારા દેશને માટે
કહો શું જોઇને મ્હારા દુઃખો હાલત તમારી છે ૬
તપાસોને હવે તેને તમારા દેશને માટે
હતી નીજ દેશની ચઢતી વખત પડતી તણો આવ્યો ૭
જગાડોને હવે તેને તમારા દેશને માટે
હજુ વખત છે બાકી સુતેલાને જગાડોને ૮

કરો પોકાર ઓ ભાઇ તમારા દેશને માટે
લખેલું ખુબ વાંચીને તમારા દીલમાં આણો ૯
જરૂર આંસુ ઘણાં પડશે તમારા દેશને માટે
ભુલો નહિ દેશ સેવાતો કરશો ધાર્યું તમારૂં જે ૧૦
કરશે સાહ્ય સદા ઇશ્વર તમારા દેશને માટે
ધરજો ધ્યાન માતાનું તજી અહંકાર મગરૂરી ૧૧
તમારા દીલથી ધારી તમારા દેશને માટે
સમરવા તન મન ધનથી પ્રભુ સત્ય સદા કરશે ૧૨
રહ્યા શું જોઇને વીકાસી તમારા દેશને માટે
જપીલ્યો પાઠ ઇશ્વરના ફુજાવી તે જરૂર દેશે ૧૩
ખરૂં ને ખોટું પ્રમાણી જરૂર ઇનસાફ તે કરશે
ખરો આક્કલ તણો હીરો અગાડી તે જરૂર પડશે ૧૪
જુઠાને ઠોકરે મારી જરૂર શીક્ષા તેને કરશે
લખ્યું છે બુદ્ધિના બળથી અમારા બંધુઓ માટે ૧૫
હવે તેને જગાડોને તમારા દેશને માટે
કહે ભાઇલાલ નમીને તો ચલાવો સત્યનો ઝુંડો ૧૬
આખરે તે જરૂર તરશે તમારા દેશને માટે

લેખક—ભાઇલાલ.

## જ્ઞાતીના સદ્‌ગૃહસ્થોને શીખામણ હરીગીત.

જ્ઞાતી તણા સજ્જન સૌ આ દાસ મમ ઉરે ધરો ૧
તમ જાતથી તમ હાથથી કામો બધાં રૂડા કરો
પૈસા બધા તમ જાતથી ઉદ્યમથી જાતે રળ્યા ૨
તોયે તપે રજ માત્ર નહિ જ્ઞાત વિષે કાનો ધર્યા
તમ બાળકો પણ ચોકડા ગોખે અરે કેવા રૂડા ૩
પણ કાર્યો જોતાં તેમનાં દીસે અરે કેવાં કૂડાં
દસ વીસ કે પચીસ બહુ ઉમર અરે જ્યાં થાય છે ૪
દુકાન ખોલો કે બીજા ધંધા મહીં જોડાય છે
મહેનત અને મજુરી તણા પૈસા અરે જે થાય છે ૫
શોખો અને વ્યસનો મહીં બરબાદ તે તો થાય છે
આવી રીતે ઉમર બધી બસ એક ચાલી જાય છે ૬
છેવટે અરે તમ બાળકો બહુ બહુ અરે પસ્તાય છે
સ્વજ્ઞાતિની જો ઉન્નતી કરવા તમો જો ધારશો ૭
ચેલા અને કુંટો રિવાજો જ્ઞાતી મહીંથી કાઢશો
ટુંકાણમાં જ્ઞાતિ મહીં વિદ્યા અરે ફેલાવશો ૮
ઝટ ઉન્નતી તેથી થશે ચોક્કસ અરે તમ ધારશો
આ હાથથી ખોટું લખાયું માફ મુજને આપશો ૯
લેખક કહે બસ જ્ઞાતિના કંટો તમો સૌ કાપશો.

લેખક—ભાઈલાલ.



## અત્યારના ઈશ્કીયોને હબકાબ રાગ. ભાગ્યો તૂટ્યો

મેટ્રીક બન્યા બી. એ બન્યા એમે બનીને શું કર્યું ૧
ડાક્ટર બન્યા પ્લીડર બન્યા ઇજનેર બનીને શું કર્યું
જાઓ ત્યારે સાથમાં અત્તરની શીશીઓ લઈ જજો ૨
પોમેટમની ડબીઓ પોકેટમાં ઘાલીને જજો
હેરકલોમ ઓફ રોઝ ભરી પરફ્યુમરીમાં મ્હાલજો ૩
ચેરો સામે ટેબલો ઉપર ઝુંમરો લટકાવજો
સ્વર્ગમાં સાથે લેજો બ્રાન્ડી અને વીસ્કી વળી ૪
વ્હાલી તમારી પ્રેમની સુરતો નહિ ભૂલી જઈ
કોટ પાટલુન અને હેટ સારી કલીન હમેશાં રાખજો ૫
સ્પેક્ટીકલ આંખે ચઢાવી મોઢું માંડી સીધાવજો
શું કરો એ બંધુઓ મતી તમારી ક્યાં ગઈ ૬
હાથે કરી ખુવાર થાઓ. વળી દુખારે ચઢી
ભૂખે મરો છો ભાવથી વિલાયતી ચીજો વાપરો ૭
ઓઠના ચાર આપીને મૂળ ફેશનના આદરો
શું તુમારો વ્યાપી ગયો સત્ય માનજો હૃદયે ધરી ૮

આ લખાણ મારૂં વાંચીને નિરાશ થાશો નહિ વળી
ઉપજ તમારી કયાં ગ  વારકની ખુમો પડી. ૯
ચુમલમાં આવી હોંસથી શું ચાખશો ફળતો વળી
દુઃખમાં પડો છો બંધુઓ તજો તમારા ટેકને ૧૦
હાંઓ તણા હું પદમાં આવી કલેશ કરશો નહિ એકને
સત્ય કહું સુખીઆ થશો સંપથી હમેશાં ચાલજો ૧૧
વિનંતી મારી ઉરથી ધારી અપટુડેટ હઠાવજો
ડીપોતણા છોગા મંહી જ્યાં ધરમને વિસરાય છે. ૧૨
હર હર સુધારે હિંદમાંથી શું ગયું શું જાય છે.
વિનંતી કરી ભાઇલાલ કહે ફેશન મંહી શું ચાખીયું. ૧૩
બતલાવોને ઓ બંધુઓ ફળ શું સુધારે આપીઉં

લેખક-ભાઇલાલ.



